પારસી એમેચ્યુઅર ડ્રામેટીક એસોસીએશન.



# કલાબાજ કેરમાન

ના

## ખેલના ગાયણો.

રચનાર

ધોરાશાહ પેસતનજી એનજીનીયર.

છપાવી પ્રગટ કરનાર

પા. એ. ડ્રા. એ. ના માલેકો.

મુંબઈ

ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસ

ઇ૦ સ૦ ૧૮૯૫.

કીમત ૨ આના.

# "કલાબાજ ફેરમાન"

---

"કલાબાજ ફેરમાન" નામનો આ નાટક જ્યારે હું પેહલ વેહલો પ્રજા સનમુખ રજુ કરવાને નસીબવાન નીવડયોચ ત્યારે મારી એ અદના કોશેશ ખાતર પ્રથમ બે બોલ આ તર્કે જણાવવાને હુ જરૂરત ધારૂચ જણાવવાને ખુશી ઉપજેચ કે આ નાટક જે આજે જાહેરમાં આવવા પામીયોચ તે ફકત મારા દોસ્ત મંડલની મેહરબાનીથીજ, કારણ અવાર નવાર મને તેઓએ નાની નાની બાબદ પર લખાણ કરતા અને નજીવા જેવા ગીત્ત જોડતા જોતા હતા, અને આ તર્કે જ્યારે તેઓએ ઉપલી એસોસીએશનને નામે જે પેહલ વેહલો દેખાવ પ્રજા સનમુખ રજુ કરવાની ખાહેશ બતાવી મને પોતાના ખેલના કર્તા તરીકે પસંદ કર્યો તેથી હુ એ ઉપલી એસોસીએશનના લગતા વળગતાઓનો ખરેજ આભારી છુ પ્રથમ મારે જણાવવુ જોઇએ કે એ નાટક લખાવાથી અને તેને લગતા ગાયણ જોડવાથી હુ કઇ નાટક કર્તા અથવા કવી તરીકેનો દાવો કરવા માગતા નથી પણ ફકત મારા ફુરસદને વખતે અને મારી મોજને ખાતર મારી નાચીઝ અક્કલથી આજે એક નાટક લખવાને નસીબવાન નીવડીયોચ, અને તેજ નાટક આપણા પારસીઓમા માન પામેલા ખેરઆહ દાક્તર થોમસ બ્લેની ( સી આઈ. ઇ ) જેવા લાયકીવાલા ગ્રહસ્થ સનમુખ થનો હોવાથી જો તે પુરા ફતેહમન્દીથી પાર ઉતરશે, અને પ્રજાને એકે અવાજે પસન્દ પડશે તે હું મારી એ નાચીઝ મેહનતનો પુરેપુરો બદલો મળેલો લેખસ

પા. પે. ઈ.

5023

# કલાબાજ કેરમાન.

---

**જોહુંબક્ષ અને** ૧
**પેગામચી—**

તુ છે રબ હર ઘર હર પલ હર સર,
જાહેર બાતીન જમીન ફલક પર,
યસ જસ પર તુજ સરવર તુ છે
નીત ધર તુજ કર હા હા હા પરવર,
રાખી દાઝ સુખ દુખ નીવાર કર,
અરજ ગરજ આસ સફલ પરમ કર,
શીશ સદકે પાક નામપર તુ છે

**કેરમાન અને** ૨
**કામદાર—**

હા જાઉ હુ ભટકુ નીત બન બનમે,
કરૂ ચમન અમન લુટી સઉ જણને,
રાતે રઝડુ રવડુ જયા મનને ગમે,
રાતને ગણીને દીસ મુજના મનમે
છે રંગને મજા જાણુની કરી કજા,
ચમન સઉ ધુલ કરી રે વનમા રે વનમા,
છે રજા ને કજા મુજ રાજમા સજા,
હર એકપે કરી તુફાન હા હા હા

**કેરમાન—** ૩

અયે પલીદ પેટની છે અતીશ વેઠ,
પેટના ગુલામ સઉ ગરીબ હો યા શેઠ,

લાજને તજીને લુટફાટ ખાસ,
ખુનબી કીધુ અરે આ પેટ તુંજ કાજ.

કોરસ.

નહી, નહી, નહી, ફીકર સરકારની,
નહી, નહી, નહી, કદર ઘરબારની,
નહી કદર ફરજન્દ કે દીલદારની,
એક છે કદર બસ ધન માલની.
કેહરથી લરી લરી ન જગતે થરૂ,
ફન્દમા ફરી ફરી મુજ ખીસા ભરૂ,
જર કાજ તન મન પટકી મરૂ,
ગર જાય જાન ખા ન હરગેજ ડરૂ

કોરસ.

ફેરમાન, બાબન ને      ૪

કામદાર—

જરથી જબ્બર થાસુ ગબ્બર હો,
થાવો મગન, થાવો મગન      જરથી.
નામે હુ પીરાન, ને હુ શેહરીયાર વાહ વાહ,
ખુમ ભીરી બાઠ હા હા મસ્ત બની સાથ. જરથી

ગુલનદામ—      ૫

મન મુજનુ તન હરખે ખીલે જોબન ફબન હરદીને,
રગ રગ રગ રગ ખુશી તરંગ, મનહર લાગે હરદીને. મન
નમી નમી ગાઉ રબની સોફત કરૂ ભાવે ભકતી હરદીને,
સુખકર દાવર ગુનો બખ્તાવર રાખી લાજ જગતે હરદીને.—મન
બખ્તમા અમન લખ્તમા ચમન બખ્શ ખાવદ તુ હરદીને,
પાક નુરાની દીલ હરપેશાની, મેહરથી જાલવ હરદીને. મન

ગુલનદામ— ૬

અરે મન સાને જાયે હરખાઇ,
જખમ છે જમનો કારી, હારે જખમ છે જમનો કારી-અરે
જમનો તરાકો, અજબ ધડાકો,
નાખે બશરને ગારી, અરે નાખે બશરને ગારી—અરે
જાશે તજી તુ એશી વહાલાને,
અજલની આવી સવારી, જાહા અજલની આવી સવારી—અરે

ગુલનદામ— ૭

મીજલસ બહાર ખીલી રહી,
કુદરત તુજની ખુબી અપાર,
સાદ સાદ થાવુ જાનો જીગરથી,
જોઈ ધુમ ધામ આ સઘળી
હરખે ઊમગે ગાવો, શરાબ પીઓ પાવો,
ગુલશન રંગ બરંગી, કરીએ નીસાર, હસ્તે દીદાર,
પાકી નીદાર —મીજલશ

જાહાંબક્ષ— ૮

પાઇ દીલબર પહેલે મુજને મોહાબતનો શરાબ,
કીધુ જીગર, ખુશીથી તર, આ દીલબર કરી, પ્રેમ બેહીસાબ—પાઈ.
આજની ચલન તુજની ધ્રતનથી આ જીગર ચાક,
શુ થઇ કસુર, કે રાખે દુર, ઓ મુજની હુર, જલુ મીસલે હુ કબાબ—પાઇ
ચશમો ફરી તુજની ખરી જોઇ પીરાનનો તાબ,
આશ મલી, ધુલ ખરી, મુજની અરી, હાય લા જવાબ—પાઈ.

જાહાંબક્ષ— ૯

જઈ જઈ હાલ્લ રોશન કરૂ,
ઘરી ઘરી શુ કામ જલુ —જઈ જઈ
કબુલ કરી આહે દીલ હરખાવે,
ગર ઇનકારે મુજને જલાવે,
દીલબર સગ દીલ્રે જઈ

દાસી— ૧૦

અરે મન થા તુ મગન સુભ સગન ગાતારે
મેહમાનોની ધુમ મચી છે રે,
રહયુ રહયુ ઘેર હલી હરખથી ઉભાતારે —અરે મન
ગાઇ ગજાવુ ધુમ મચાવુ રે,
હર પલે લેહર કરી મનથી મલકાતારે.—અરે મન

ગુલનદામ— ૧૧

ગ્યારે અરે હુ અધ બનો મે કીધુ અરે શુ આય,
હાય અજબ આ ગજબથી મુજ રૂદય ફાતી જાય,
દોલત હસમત સાને કાજે જો નહી નેક વીચાર પ્યારે.
કયારે અરે ઓ જગવાલી તુ પુરસે મુજની આસ,
પતી પ્યારો અરપણ જેને તન મન કીધુ ખાસ,
સોબત નોબત પામુ તેની ગણી ખરો ભરથાર પ્યારે

ફેરમાન— ૧૨

ઓ જીગર જાન માહરી પીતમ પ્યારી ધીરે ધીરે,
ધીરે, ધીરે, ધીરે, ધીરે, ધીરે, ધીરે, ધીરે, ધીરે. ઓ જીગર
મીઠી મુરત સુદર સુરત કાય ભરે નીર,
જાણો જીગર તુજના દીગર નીત ભમે આ ચીત ઓ જીગર
કોલપર મુજ તોલ કરી ધરી દીલે કરાર,
વચન પર મુજ વજન કરી, સુખનપર આધાર. ઓ જીગર

ફેરમાન—　　　　૧૩

જાહા ફરૂં, તાંહે લરૂ, ના ડરૂ, સર હરૂ, નીત ભમુ,
બસ કરૂં, જગ ખુનખાર, ઘેર ઘેર ઘેર ઘેર.
ભરમાવુ, ગરમાવુ, ગભરાવુ, દબરાવુ,
ફેંન્દ ફાદાથી કરવાને થાર દર દર દર દર. જાહા ફરૂ
ખુન કેહેરથી કર કર કર કર,
જામ જેહેરથી ભર ભર ભર ભર,
પામ લેહેરથી જર જર જર જર,
બસ વેરથી લર લર લર લર. 　　　જાહા ફરૂ
મન મલકાયે, જીવ હરખાય,
આહ આહ છુ હું દલેર સનજર,
બસ જાવુ જાહા હુ પાવુ દોલત અશમત માલો વજર—જાહા

ફેરમાન—　　　　૧૪

બસ બસ બધ કર જીભલી તારી ગરત નાખીસ જાનથી મારી
　　ઉઘ તજીને સાને સારૂ,
　　રાતો રાત હયા આયો વારૂ,
　　દરતો હોયે તો કરજા કાલુ　　　બધ કર
જ્યા બસ મલે ખાન પાન ત્યા છાતી તુજની ગજ ખીલે છે
આફત સમે હીમત તજી બાયલો બની તુ દરે છે,
હેફ હેફ ઓ બદગુમાન, થુ થું ઓ બે ઇમાન,
દુર કર આ શીકલને સાન, ઓ મુરદાર;
ચશમો ફારી ફારી, મરદી મોરી કાહરી,
સીને પાર રે, મારી અરે, કતારી ખરે;
જાનથી, પ્રાણથી, પતકી ઝટકી,
નહી ડરૂ આ સમ તુજ લેવાને પ્રાણ,
જાણુ જાણુ જાણુ, માન માન માન,
નહી શીખામણ તુજની ભલામણ કરે અસર,
ગર ફારે સર.　　　　બધ કર.

ગુલનદામ— ૧૫

હાય હતે શેતાન તે વાર,
નેક સ્યાને છે બદ તલવાર,
હરગેજ ન થાતે આજ ખ્વાર,
હાયે મોહેની

કોરસ

હાયે મોહેની,
હાયે મોહેની,
મારી કતારી સીને પાર,
હાયે મોહેની.

કો કરે દુખ મુજનુ કમ,
ખાબ એવા અકકલમન્દ,
જીગર છે જે મુજનુ મન્દ,
હાયે મોહેની

કોરસ

જાહાંબક્ષ અને
ગુલનદામ ૧૬

નહી જાવો તજીને આ મેહરબાન,
કઇ ખાવો કદર છુ બેગુનાહ,
માફ તજીને થાવો પુર રેહેમ નીગાહ,
નહી કસુર મારી છે ભાઇ જાન

બસ બસ એ બકવા બધ કરી,
ચલ ચલ નીસર કાલુ કરી,
આ નાર મકકરથી ભરી,
ન ગરજ મુજને છે રહી

જેમ ભાગા વાસણુ પર રહે છે સાધ,
ન દીસે બેદાલ દાજેલી ચામ,
તેમ એક વખતનુ ટુટ્ટુ જીગર,
સધાય પણુ રહે ખામી મગર

ગુલનદામ— ૧૭

કરગરી માગુ યા ખોદા,
ન બને બેવફા, ફેરમાન પ્યારો, આંખોનો તારો કર
વીનાસ કાલે વીના વીચારે,
હાયે દીધુ જીગર,
દુર કર આફત રજમા નીભાવી,
કર તુ આ ગજબ સફા. કરગરી.
માગું હુ દાસ, પુર કર આસ, નકર તુ નીરાસ ખુદા કરગરી,

ફેરસાસ્પ— ૧૮

સઘળી નગરી ગભરાયેરે,
હાય જપાજપ થાયે તપાતપ, હરદમ ખુન હાયે,
અરર શુ કેહવાય. સઘળી
એ ખુન્યાદો એ બદકારો ભલે લુટો તમ માલો જર
પણુ કયામતને દીને આખર જાસો જાહાનમઘર સઘલા

ખુરશેદહુર— ૧૯

રબ તુ અરજ લે માની આજ માગુ નમી નમી,
તુ વને મુજ ગમી કોણુ કરે ફમી કમી. અરજ
મુજ સમ નીરાધાર અરે, આય બીયાબાને રડી રડી કરે,
રાત દીન આસુ દોર ધરે એકલી અતુલી ઝુરે,
અરે આફતો તો હદ કરે ભમી ભમી. અરજ.

રાનદલ ને બુદ્ધી— ૨૦

થાવો ખુસાલ નાચી કુદી આજ કાલ અરે વાહ વાહ,
બીલ્લુ ગભ્ભર; હા, હા, હા, હા,
જાનથો મારો માલ ઉતારી,કરસુ પ્યારી, ચમન ભારી થાવે
મલ્યો છે આ ખુબનર માલ, નહી ખાસુ રોતી ને દાલ,
ગરમ કવાબ ને શરાબ લાલ,તેથીજ છે આ જીદગી નેહાલ;
રંગ રગ રગે સુખને સંગે એકમેક સગે હરખે ઉમગે,
કરસુ મોજ રોજને રોજ થાવે

કામદાર— ૨૧

આ તે શું ગુનબાન શુ બુધ્ધા કે જવાન,
કેદ પકરાયો ફેરમાન કરી કરે પુકાર,
શેહરે ચકચાર હર નર ને નાર,
બસ એજ હરબાર કરે આપસમે. આ તે શુ
મુજ રફીકે ફેરમાન જેનુ કામ શુ પણ નામ,
થી ધુજે આ જેહાન હરઘડી પલે,
થયો છે માહાત આખર સરકારને હાથ,
હાય ગજબની વાત એશક છે અરે. આ તે શુ.
જેવી સુની એ ઓહકાન થયો હાલે હુ હૈરાન,
ખોઇ અકકલ અને ધ્યાન બસ તેજ સમે,
નહી થરૂ જીનહાર બસ જાવુ આ વાર,
કરૂ આફ્નોથી પાર મુજ રેહબરને આ તે શુ.

ફેરમાન— ૨૨

બખ્તને આધીન છે હરએક બશર,
શેહેનશાહ અમીર યા હો મુફલીસ અગર,
આશ મલી ધુલ મુજને અરે કુલ ગફલતે મુજની હાયે હાયે,

શાહાદીને બદલે આ જરૂર મલી,
મતે યારી ન દીધી ખરી. બખ્તને॰
ધાઓ ધાઓ મગર બખ્તનુ પાઓ,
ચાહે પાતાલે જાઓ, બદ ઓ નેક થાવો,
હર રંગ જમાવ, આફત ઉઠાવ, ફલક ગજાવ,
ધરતી ધ્રુજાવ, નહીં ફાવો મગર બખ્તને

દાસી— ૨૩

હા હા કરૂ દીલજાન તન મન કુરબાન,
જરા કરી હેરાન હમી હસાવો પ્રાણ,
જોઇ સુરત ખુબ શાન તન મન હરખાયે હા હા
મુજ પીતમ પ્રાણ વાહા કેવુ હેરાન,
જાણે પુનમનો ચાંદ ખીલી રહયો આસમાન,
મુજ જીગર જાણ હર પલ છલકાયે હા હા

ખુશચેહેર— ૨૪

ઓ મન મુજ હરખથી છલ છલ થાયે.
વાની મધુરથી દીલ હરખાયે ઓ મન
ચાહુ તને હુ જાનો જીગરથી ચરણે પરૂ હુ વરવા,
સંસાર સુખનો સાગર તરીને ચાહુ હુ પાર ઉતરવા ઓ
આશા હતી જે ખાશ જીગરની પાર પડી ઓ પીયરવા,
સુખે દુ:ખે તુજ સાથ રહીને દાસ હુ તુજની થરવા. ઓ

જાહાંબક્ષ અને
ખુશચેહેર— ૨૫

માન સુખન દીલજાની છુ તુજપે દીવાની,
તુ છે પ્યાર તુજ આધાર દીલનો કરાર જાન
બસ બસ મન માની બધ કર આ જબાની,
પીતમ પ્રાણ જીગર જાન આહ આહ હા.

જેમ શાહ અરેજ શેહર પર મગરૂર છે,
તેમ નેક ભરથારે નાર તો ગરૂર છે
સુખી તે અવતાર હશે નરનો જરૂર છે,
પામે નાર નેક જો ગુનવતી,
નેક નાર વીન રદ સઉ જાન જાન જાન,
પાક પ્યારથીજ છવ શાદ શાદ માન  માન૦

**ફેરમાન ગુલદામ દાસી**
**અને ફેરસાસ્પ—  ૨૬**

હા નર નારી સાથ અહીં સખી એક સાજ થઇ,
ગાઇ ગજાવો આજ; ખુશ મેહમાર, બે શુમાર,
છે આ વાર, હા હા ખુદાયા,
કદ ખુદાઇ ભલે ગુલે અદામ કરે પીરાન આજ વરે,
શેહરીયાર સાથ ખરે મેહરનો હાથ ધરે ખુશીથી આજ.
હા નર૦

વાહાલથી, મીતથી, રીતે રહીને, નેક દયાનતે નમી હરબાર
આયે જગતને દવાર, ગ્યાનથી, શાનથી, ધ્યાનથી,
માનથી, માણથી, જાનથી, હલી મલી, સગ રાખી ભલી,
સુંખ સપે થરી કરજો સસાર પાર.  હા નર

**કામદાર—  ૨૭**

મતલબ કાજ બન બન ભટકુ સેહતા રજ આફત બીસીયાર,
મેહરે બતાવી જાહેર હુ તો બાતીન કહેરે ધરૂ હરબાર,
લેહર લપટની જાલ બીછાવી શીકાર સોધુ ખુબ જરદાર,
ચીલ ઝપટને તાલ તલાવથીજ કરૂ મુજ બેહેરો પાર,
અજબ હીકમત બુલદ હીમ્મત હર કલામા છુ હુશીયાર,
ન ગાઉ જેનુ ખાઉ હુ તો ફદમા ફસાવી કરૂ થાર. મતલબ

**સમાપ્ત.**